# દૈવિ જીવન પ્રાપ્ત કરવાની કળા.

લેખક:-મોહનદાસ મંગળદાસ શાહ.



ઉમરેઠ ભટવાડી પોળને નાકે આવેલા સરસ્વતી પ્રીન્ટીગ પ્રેસમાં
રતિલાલ બાલકૃષ્ણ ત્રીવેદીએ છાપ્યું અને મોહનલાલ
મંગળદાસ સાહએ મુ૦ અલીણામાંથી પ્રગટ કર્યું.



## શુદ્ધિપત્ર

દશમા પેજનો પહેલો પેરો નવમા પેજની શરૂઆતમાં વાંચવે



परमात्मने नमः

# દૈવિજીવન પ્રાપ્ત કરવાની કળા.


લેખક તથા પ્રકાશકઃ-

મોહનદાસ મંગળદાસ શાહ.

મુ: અલીણા તા નડીઆદ (ગુજરાત)



પ્રત ૫૦૦     સંવત ૧૯૮૦     પ્રથમાવૃતિ.

સને ૧૯૨૪.

કિંમત રૂ. ૦-૪-૦

# મને ઉત્સાહ આપનાર ગ્રહસ્થોના

# મુબારક નામો

| નામ | ગામ |
|---|---|
| પટેલ આશાભાઇ રેવનદાસ | સુણાવ |
| શાહ મોહનલાલ ચુનીલાલ | અલીણા |
| પરીખ જેઠાલાલ મણીલાલ | ,, |
| પરીખ અંબાલાલ મુલજીભાઇ | ,, |
| પંડ્યા ચુનીલાલ લલ્લુભાઇ | ,, |
| શાહ વલ્લવદાસ ચુનીલાલ | જંત્રાલ |
| શાહ મણીલાલ જેઠાલાલ | ,, |
| શાહ સોમાભાઇ લલ્લુભાઇ | અલીણા |



---

**સુજ્ઞ મહાશયો:**—જે પ્રભુએ આપ્યું હોય તો સતપાત્ર દાન કરી પરલોકનું ભાથુ બાંધી લો. આ મંડળમાં નિરાધાર ગાયોનું સર્વ રીતે પાલન થાય છે. તથા દુઃખી અનાથ બાળકોને વિદ્યાભ્યાસમાં મદદ કરાય છે. અને નિરાધાર પ્રાણીમાત્રને મદદ કરવામાં આવે છે ટુંકમાં નાણાંનો અયોગ્ય ઉપયોગ થવા સંભવ નથી આ મંડળમાં દરેક જાતનું દાન લેવાય છે. આપનાથી બનતી સ્હાય ત્વરાથી મોકલો.

લખો:—**શ્રી અનાથ સહાયક મંડળ**

**પ્રમુખ— મોહનદાસ મંગળદાસ.**

**મુ. અલીણા તા. નડીઆદ** (ગુજરાત)

# અર્પણ પત્રિકા.



વડીલ મહાશય-પરીખ આરતલાલ ત્રીભોવનદાસ
મું૦ ઉમરેઠ.

આપ
નિતી પરાયણ જિવન ગાળનાર હેવાથી
અને મારા પ્રતિ અનંત ઉપકારો કરેલા
હોવાથી તથા આપના સદગુણી વર્તનથી
પ્રેરાઇને આ પુષ્પ અત્યંત આદર
સાથે આપનેજ
અર્પણ
કરૂં
છું

લી. કૃપાભિલાષી
મોહનદાસના જયસચ્ચીદાનંદ.

ॐ પરમાત્માને નમઃ

# પ્રસ્તાવના

આ એક નીતિદર્શક વિવિધ દુર્ગુણોનો નાશ કરી ઉત્તમ ગુણોને ધારણ કરવા ઉત્સાહ પ્રેરનાર, સ્વધર્મ આચરતાં તેને માટે જે દુઃખો ઉપન્ન થાય, તેને આનંદથી ઉત્સાહથી સહન કરી, સ્વધર્મથી પ્રાણાન્તે પણ ન ચળવા, બોધ આપી, દૈવી જીવન પ્રાપ્ત કરાવી અત્યંત આનંદનો અનુભવ કરાવી, પ્રભુકૃપા સહેલાઇથી પ્રાપ્ત કરાવી, અન્તે પ્રભુ દર્શનનો લ્હાવો આપનાર ગુરુ શિષ્યના સંવાદ રૂપે સુખ કયાં છે? એકાગ્રતા, પ્રભુની સમાન દૃષ્ટિ. હૃદય શુદ્ધિ અર્થે શું કરવું. શું ભક્તિ નિરર્થક છે? આપણી ભક્તિથી ઇષ્ટફળ ન પ્રગટવાનાં કારણો અને ભક્તિ સફળ કરવાના ઉપાયો તથા પ્રભુ પ્રાપ્તિને માટે સરળ ઉપાયો વગેરે મુમુક્ષુ જનોને મનન કરવા લાયક દૈવી ગુણોનું વિવેચન મેં મારી અલ્પ મતિ અનુસાર કરેલું છે. જેમ બને તેમ આ પુસ્તકને રસિક બનાવવા પ્રયત્ન કરેલો છે. કોઇ કોઇ સ્થળે દોષ દૃષ્ટિએ પડેતો સુજ્ઞ વાંચકવૃંદ ક્ષમા કરશે એવી આશા છે.

ઇશ્વર અર્પિત બુદ્ધિથી હું બાળપણથી એટલું તો જાણતો હતો કે અન્યને દૂભાવવા હૃદયમાં કપટતા રાખી કોઇનો વિશ્વાસઘાત કરવો. તથા અનીતિથી ચાલવું તે મહાપાપ છે. જેથી હું કેટલેક અંશે તેથી દૂર રહેવા પ્રયત્ન આચરતો. કિન્તુ તેમાં મને જોઇએ તેવી સફળતા પ્રાપ્ત થતી ન હતી. મેં જ્યારે પ્રભુપ્રેરણાથી સંવત

૧૯૭૮ના કારતક સુદી ૬ને રવિવારની બપોરે આશરે સવા વાગે સત્ય બોલવાની પ્રતિજ્ઞા લઇ ઇશ્વર પ્રાપ્તિ માટે સત્કર્મોનો આરંભ કર્યો તે વખતથી મારા ઉપર ઇશ્વરકૃપા અજબ રીતે ઉતરી પડી, અને મને પ્રભુની પ્રભુતાનું કેટલેક અંશે ભાન પ્રાપ્ત થયું. દિન પ્રતિદિન મારામાં બમણો ઉત્સાહ વૃદ્ધિ પામવાથી સત્કાર્ય બમણે વેગથી આગળ ચાલ્યું, જેથી હું કેટલેક અંશે પાપથી બચવા ભાગ્યશાળી થયો છું. સત્યના વ્રતથીજ મેં અનેક ગહન પ્રસંગોમાં વિજય પ્રાપ્ત કર્યો છે, અને હું મારૂં જીવન થોડા માસમાંજ દૈવી સંપત્તિવાળું બનાવવાં ભાગ્યશાળી થયો છું. દૈવીજીવનને પ્રાપ્ત કરવાથી કેવો અલૌકિક સ્વર્ગીય અત્યાનંદ અનુભવાય છે. તેનું મને કેટલેક અંશે ભાન થવાથી, મને પ્રાપ્ત થએલા અનુભવનો પ્રત્યેકને લાભ મળે તે હેતુથી આ દૈવીજીવન પ્રાપ્ત કરવાની કળાનામનું પુસ્તક મારા અનુભવ પ્રમાણે લખાએલું હોવાથી અને પ્રભુપ્રેરણાથી તૈયાર થયું હોવાથી જો પ્રત્યેક વાંચક આ પુસ્તકનું મનન કરી પોતાનું જીવન દૈવી બનાવવા ઇચ્છશે, તો તે સહેલાપથી તેમ કરી અત્યાનંદ અનુભવશેજ. એમાં અતિશયોક્તિ નથીજ.

મારે જણાવી દેવું જોઇએ કે મેં ફક્ત ૭ ચોપડીઓનો અભ્યાસ કરેલો હોવાથી હું લેખક કે વિદ્વાન નથી ફક્ત પ્રભુની કૃપાથીજ આ પુસ્તક તૈયાર થયું છે. માટે આ પુસ્તક સારૂં હોય કે ન હોય કિંતુ વાચક બંધુ જો તેમાંથી ગુણ ગ્રહણ કરી ઇશ્વર પરાયણ જીવન વ્યતિત કરશે તો લેખક પોતાના પ્રયત્ન ને સફળ થયેલો માની આનંદ પામશે.

આ પુસ્તકમાં દોહરા તથા ભજનો આપેલાં છે તે ભક્ત મંડળોમાં પ્રસંગોપાત ગવાતાં લીધેલાં હોવાથી કોઇ સ્થળે ભૂલ દૃષ્ટિએ પડે તે સ્વાભાવિક છે માટે તે સુધારી વાંચવા વિનંતિ છે. મારે તે ભજનોના બનાવનારનો તથા તેનો સંગ્રહ કર્તાનો ઉપકાર માનવા ભૂલવું જોઇએ નહિ.

અંતે જો સુજ્ઞ વાંચક બંધુઓ આ પુસ્તકનું મનન કરી ઇશ્વર પરાયણ જીવન ગાળશે. તો લેખક પોતાનો પ્રયત્ન સફળ થયો એમ માનશે અસ્તુ. ૐ શાન્તિ, શાન્તિ, શાન્તિઃ

| | |
|---|---|
| ભાદરવા સુદી ૧૧<br>અલીણા | લેખક તથા પ્રકાશક.<br>**મોહનદાસ મંગળદાસ શાહ** |



ૐ

તત્સત્ પરમાત્મને નમઃ

# દૈવિજીવન પ્રાપ્ત કરવાની કળા.



## ૧ અરણ્યમાં પર્ણકુટી

સંધ્યા સમય વ્યતિત થતાંજ આકાશમાં નિશાનાથ ચંદ્રમા સંપૂર્ણ પ્રકાશી મનુષ્યોને શિતળતા બક્ષી દિવસના પરિશ્રમનો નાશ કરવા પ્રયત્નો આદરી રહ્યા છે. ચાંદનીના રમ્ય તેજમાં સર્વત્ર આનંદ અને શાન્તિજ ભાસે છે. ચાંદનીના ધવલ આનંદમય તેજથી ઘેરાએલાં વિશાળ વૃક્ષો જનસમાજના ચિત્તને આકર્ષી રહ્યાં હતાં. રાત્રિનાં મધુર શિતળ સમીરનો આ સ્વાદ લેતાં પશુપક્ષિઓ પણ વિરામી ગયાં હતાં. મંદમંદ ગુલાબી આનંદયુક્ત શિતળ વાયુના આવવાથી અરણ્ય પ્રદેશ અત્યારે રમણીયતાનો પરિચય કરાવતો હતો. સર્વ સ્થળોએ રમણીયતા, સુંદરતા, આનંદ તથા શાન્તિજ ભાસે છે.

આ આનંદમય પ્રદેશમાં એક નાની આશરે દશેક માણસ બેસી શકે એવી પર્ણકુટી હતી. તે પર્ણકુટીની અંદર ત્રણ પુરુષો સામસામા શિલા ઉપર બેઠેલા દ્રષ્ટિ ગોચર થતા હતા. તે ત્રણ પુરુષોમાં એક વૃદ્ધ અને તેજસ્વી દાઢીવાળો પુરૂષ ઉંચી શિલા ઉપર પદ્માસન વાળી શાન્તિમાં બેઠેલો દેખાય છે. અને તેની સામે બે

તરુણ યુવકો કેજે સ્હેજ શ્યામ રંગના હતા તે એક લાંબી શિલા ઉપર બેઠેલા દેખાતા હતા. ત્રણે પુરુષોના શરીર ઉપર કોપિન ધારણ કરેલું હતું.

ભાલ પ્રદેશે ભષ્મલેપન જણાતું હતું. દરેકના મુખ કમળ ઉપર આનંદની રેખાઓ જણાતી હતી. પાસે ઝાંખા દિવાનો પ્રકાશ જળહળતો હતો.

તેમાંના એકે બાજાને ઉદ્દેશીને કહ્યું, “ રામનંદ તારો ચહેરો દીલગીર કેમ દેખાય છે ? ” રામાનંદે પોતાનો ચ્હેરો બદલાતાં ઉત્તર આપ્યો.

## ૨ સુખ ક્યાં છે ?

“ ગુરૂજી, અનેક માનવો સુખ મેળવવા માટે સતત પ્રયત્નો કર્યા કરે છે. છતાં શા કારણથી તેમને શાન્તિ પ્રાપ્ત થતી નહિ હોય. કોઇ સ્ત્રી મેળવી સુખી થવાની ઇચ્છા રાખે છે, કોઇ દ્રવ્ય પ્રાપ્ત કરી સુખી થવાની ઇચ્છા રાખે છે, કોઇ ઇચ્છિત ધંધો પ્રાપ્ત થએ સુખી થવા ઇચ્છે છે. કિન્તુ અફસોસ કે ઇચ્છિત વસ્તુ પ્રાપ્ત થતાં છતાં પણ તેમને જે સ્થાયી સુખની જરૂર છે તે મળતું નથી કિંતુ આગળને આગળ કંઇક વધુ મેળવવાની તૃષ્ણા કાયમ રહે છે. આમ જીવનનાં અંત પર્યંત ચાલ્યા કરે છે. કિન્તુ તેમને જે મુખ્ય વસ્તુ સુખની જરૂર છે તે પ્રાપ્ત થતું નથી જેથી આગળને આગળ કંઇક વધુપ્રાપ્ત કરવાનાં પ્રયત્નો કર્યાજ કરે છે. તો શંકા થાય છે કે શું કોઇપણ વસ્તુમાં સુખજ નહિ હોય અને જો હોયતો તે ક્યાં હશે તે કૃપા કરી દર્શાવશો. ”

" રામાનંદ ત્હારૂ કહેવું સત્ય છે ખરૂ સુખ બાહ્ય પદાર્થોમાં નથી, તેથીજ બહારની વસ્તુઓ મેળવવા છતાં સુખ પ્રાપ્ત થતું નથી જો તેમાં કિન્ચિત પણ સુખ હોત તો તે પ્રાપ્ત થવાથી અવસ્ય અનેક મનુષ્યો સુખી થયા હોત પરંન્તુ તેમ નથી. "

સુખ આત્મામાં છે. સુખને પ્રાપ્ત કરવા માટે બહાર ગમે તેટલો પ્રયત્ન કરવામાં આવે કિન્તુ તે સર્વ વ્યર્થજ છે. જે ખરા સુખની માનવને જરૂર છે તે સુખ પરમાત્મા સિવાય અન્ય સ્થળે નથી. પરમાત્મા સર્વ સામર્થ્ય સંપન્ન છે. પરમાત્મા સુખ સ્વરૂપ છે, અને તે આપણા અંતરમાં સ્થિત છે. જો મનુષ્યને ખરૂં સુખ પ્રાપ્ત કરવાની ઇચ્છા હોય તો બહારની વસ્તુઓમાં શોધી નિરાશ થવાને બદલે પોતાના અંતરમાંજ એકાગ્રહતા સાવધાની અગત્ય છે. અને તેથીજ મનુષ્ય અનંત સુખાનુભવ કરી શકે છે.

જેમ મૃગ કસ્તુરીની સુવાસથી મોહિત થઇને જંગલે જંગલ ભટક્યા કરે છે. પરંતુ તેનો સર્વ પ્રયત્ન વ્યર્થ જાય છે. જ્યારે તેને માલમ પડે છે કે કસ્તુરીની સુવાસ તો પોતાનામાંથીજ આવે છે, અને કસ્તુરી પોતાનામાંજ છે. ત્યારેજ તેને ખરી શાન્તિ પ્રાપ્ત થાય છે, અને સુખી થાય છે. પછી તેને બહાર પ્રયત્ન કરવાની જરૂર રહેતી નથી. તેવીજ રીતે જો મનુષ્યે પણ ખરો સુખાનુભવ પ્રાપ્ત કરી સ્થાયી આનંદ મેળવવો હોય તો આ જગતના નાશવંત, સ્વપ્નવત્, બાહ્ય પદાર્થો તરફથી સુખ પ્રાપ્ત કરવાના વ્યર્થ પ્રયત્નને તજી દઇને પોતાના અંતરઆંજ કે જ્યાં સુખ સ્વરૂપ પરમાત્માનો વાસ છે ત્યાંજ એકાગ્રતા સાધી પરમ આનંદનો અનુભવ લેવાની અગત્ય છે.

જેમ તૃષાથી પીડિત મનુષ્ય રેતીના રણમાં મિથ્યા ભાસના મૃગજળને સત્ય જળ માની તૃષા છીપાવવા નિર્થક પ્રયત્નો આદરી અન્તે દુઃખી થાય છે. તેમ કેટલાક અજ્ઞાન મનુષ્યો પણ પરમાત્મા કે જે સુખ સ્વરૂપ છે તેનો ત્યાગ કરી અનીતિમાંથી સુખ મેળવી સુખી થવા ઇચ્છે છે. કિન્તુ તેઓ અંતે નિરાશ થાય છે.

જેમ જળ લેવા માટે જળાશય તરફ ગમન કરવાની અગત્ય છે. તેમ સુખી થવા માટે, આનંદનો અનુભવ કરવા માટે, સંપૂર્ણ શાન્ત સ્થિતિનો આનંદ લુંટવા માટે અન્ય બાહ્ય પ્રયત્નનો ત્યાગ કરીને પોતાના અંતરમાંજ એકાગ્રતા સાધી સ્થાયી અચળ સુખ પ્રાપ્ત કરવાની અગત્ય છે.

પોતાનાં અંતરમાં એકાગ્રહતા સાધવાથી મનુષ્યને આત્મ સામાર્થ્યનો અનુભવ થાય છે. અને પછી તેને જે ખરા સુખની જરૂર છે, તે મળે છે. જેથી તેને ફરી સુખને માટે અન્ય પ્રયત્નો આચરવાની જરૂર રહેતી નથી. કહ્યું છે કેઃ—

**દોહરો**

મેં જાણ્યું હરી દૂર હય હરિહર હદયા માંહી
આડી માટી કપટકી તાસે દીસત નાહી
જો કારન જગ ઢુંઢીયો સોતો ઘટહી માંહી
પરદા દીયા ભરમયા તાતે સુજત માંહી
જ્યૌં નૈનમેં પુતલી ત્યાં માલીક ઘટમાંહી
મુરખ લોકન જાનતનહિ બાહર ઢુંઢત નાંહિ
જયો તાલમાં તેલ હેં જ્યાં ચકમકમાં આગ

**તેરા પ્રીતમ તું જમેં જાગ સકે તો જાગ**
પુષ્પ મધ્યે જ્યાં બાસ હૈ વ્યાપ રહા સબ માહી
અંતરમાંહી પાઇએ ઔર કહાં કુછ નાંહી.

## ૩. એકાગ્રહતા.

"પ્રભુ એકાગ્રહતા વિષે કંઇક જણાવશો ? આત્માનંદે પ્રશ્ન કર્યો"

ગુરૂએ જરા સ્મિત હાસ્ય કરી ઉત્તર આપ્યો "હા ! હું તેજ કહેતો હતો. જેને દુઃખથી મૂકત થઇ સ્વર્ગીય અનંત સુખ મેળવવાની ઇચ્છા હોય, ને જ્ઞાન અને બુદ્ધિ મેળવી નિર્દોષ અને પવિત્ર આનંદ પ્રાપ્ત કરવાની અભિલાષા હોય જેને સંપૂર્ણ શાન્તિપદને પ્રાપ્ત કરી માનવ અવતારને સફળ કરવાની મરજી હોય, અને દૈવિ જીવન ગાળી ઇશ્વરના કૃપાપાત્ર થવું હોય તેને આ જગતની નાશવાન બાહ્ય વસ્તુઓમાંથી આ શકિત ખેંચી લઇને પોતાના હૃદયમાં જ કે જ્યાં જગનિયંતા પ્રભુનો વાસ છે ત્યાં એકાગ્રતા સાધવાની પ્રથમ અનીવાર્ય અગત્ય છે.

જેમ જળાશયમાં ઘણા પથરા નાંખવાથી પાણીના અનેક તરંગો થતાં પાણી ડહોળાઇ જાય છે. તેમ મનુષ્યનું મન પણ અનેક વિચારોથી ડહોળાએલું રહે છે. જેમ ડહોળાએલા જળમાં પાણી સ્થિર નહિ હોવાને લીધે જળમાં રહેલી વસ્તુ સ્પષ્ટ દેખાઇ શકતી નથી તેજ પ્રમાણે મનના ડહોળાવાથી આત્માનાં દર્શન થઇ શકતાં નથી, માટે અન્ય પ્રયત્નો તજીને પ્રથમ પોતાના મનને એકાગ્ર કરવાની જરૂર છે.

દીવાની અંદરનો બળતો પ્રકાશ પોતાના તેજથી ઝળઝળતો હોય છે કિન્તુ બહારનો કાચનો ગોળો મેલો હોવાથી તે દીવા અંદરનો પ્રકાશ બહાર સ્વચ્છ રીતે ફેલાઇ શકતો નથી પણ જો બહારનો કાચનો ગોળો સાફ કરવામાં આવે તો પ્રકાશ તેના અસલ સ્વરૂપમાં શુદ્ધ નિર્મળ જણાશે. તેમજ આપણા અંતરમાં રહેલા આપણા આત્મ સ્વરૂપને બહાર પ્રગટોવવા માટે આપણી અસુભ વાસનાઓનો ક્ષય કરવાની પ્રથમ જરૂર છે. તેમ છતાં અર્થાત આપણું અંતર શુદ્ધ થતાં આપણે આપણા અંતરમાંજ આપણા આત્મ સ્વરૂપમાં દર્શન કરી શકીશું અને આપણા સત્કર્મનાં ઇષ્ટ ફળો અલ્પ સમયમાં પ્રગટાવી અનંત સુખ પ્રાપ્ત કરી પ્રભુકૃપા પ્રાપ્ત કરી શકીશું.

## ૪ પ્રભુની સમાન દષ્ટિ.

" સત્ય છે ગુરુદેવ આપણા આત્મ સ્વરૂપનાં દર્શન કરવા હૃદય શુદ્ધિની પ્રથમ જરૂર છે. આપે એક પ્રસંગે અમોને પ્રભુની સમાન દષ્ટિ વિષે કહેલું પરંતુ મારા જાતિ અનુભવ પ્રમાણે મને શંકા થાય છે, કે જો ઇશ્વર દયાળુ હોય તો જગતના માનવીઓને દુઃખ કેમ પડવું જોઇએ અને તેમની દરેક ઇચ્છાઓને પ્રભુ પોતાના દયાળુ સ્વભાવ મુજબ કેમ સફળ કરતો નથી અને દુઃખી થવા દે છે. માટે મારી આ શંકાનું આપ નિવારણ કરશો એવી આશા છે."

## આત્માનંદે સવિનય પ્રશ્ન કર્યો.

"ત્હારા કહેવાનો ઉદ્દેશ હું સમજી ગયો છું. ત્હારા અંતરમાં

જગનિયંતા પ્રભુમાં અવિશ્વાસ ઉત્પન્ન થયો છે. તેને તિલાંજલિ આપી પ્રભુની સમાન દૃષ્ટિ વિષે હું જે કહું, તે એકાગ્રતાથી શ્રવણ કર.”

જેમ અત્યારે આકાશમાં ધવલ ચંદ્રિકા પોતાનાં શિતળ કિરણોનું વિના મૂલ્યે જન સમાજને પાન કરાવી રહી છે. તેનું તેજ સર્વ સ્થળોએ ફેલાએલું દેખાય છે. કિન્તુ આપણે પર્ણકુટિમાં હોવાને લીધે તે ચંદ્રિકાનો પ્રકાશ આપણી પર્ણકુટિમાં દાખલ ના થઇ શકવાને લીધે આપણે તે શાન્તમય પ્રકાશથી વિમુખ રહ્યા છીએ તેથી આપણે શું એમ કહીશું કે આ ચાંદની પક્ષપાત કરી આંપણને તેના પ્રકાશથી મૂક્ત રાખે છે? નહિજ તેમ કહેવું તે કેવળ અજ્ઞાનતા છે. જો આપણે તેની શિતળતાનો અનુભવ કરવો હોય તો શત્વર પર્ણકુટિનો ત્યાગ કરી બહાર મેદાનમાં ઉભા રહેવાની અગત્ય છે. તે મુજબ પરમાત્મા પોતાનો દિવ્ય આનંદમય પ્રકાશ પ્રાણિ માત્ર ઉપર સમાનતાથી નાખી રહ્યા છે. કિન્તુ આપણે અજ્ઞાન જીવો કામ, ક્રોધ, લોભ વગેરે પર્ણકુટિઓમાં હોવાથી તેના અમૃતમય, શાન્ત, શિતળ, ત્રિવિધ તાપનું શાંત્વન કરનાર, દિવ્ય પ્રકાશનો લાભ લઇ શકતા નથી અને વળી દયાળુ જગનિયંતામાં સંશય લાવી અજ્ઞાનતાથી તેનો દોષ કાઢયા કરીએ છીએ. જળને કિનારે પડેલી માછલી જળમાં કૂદી પડવાને બદલે જળને મેળવવા માટે બહાર પ્રયત્ન કરી દુઃખી થાય તેમાં દોષ માછલીનો કે જળનો? તે મુજબ પ્રભુના આનંદમય, સર્વ ઐશ્વર્શ દાતા દિવ્ય પ્રકાશનો અનુભવ કરવો હોય તો સત્વર અનીતિ રૂપી, અજ્ઞાન રૂપી, માયાવી પર્ણકુટિઓનો ત્યાગ કરી મેદાનમાં નીકળી જવું એજ ઇષ્ટ છે. અર્થાત્ અનીતિનો ત્યાગ કરી,

સદ્‌ગુણો પ્રાપ્ત કરી, પોતાના અંતરના મળનો નાશ કરવાની પ્રથમ જરૂર છે. જે વખતે આપણું અંતરશુદ્ધ નિર્મળ થશે તે વખતે પ્રભુનો દિવ્ય પ્રકાશ આપણા પવિત્ર અંતરમાં ફેલાઇ જશે અને પ્રભુના અનંત સામર્થ્યનો અનુભવ પ્રાપ્ત થશે.

## ૫ હૃદય શુદ્ધિ અર્થે શું કરવું.

" ગુરુજી હૃદય શુદ્ધિ કરવા શું કરવું ? "

" પોતાના અંતરને પવિત્ર કરવા માટે પ્રથમ સત્સંગતી જરૂર છે. " કહ્યું છે કેઃ—**जाड्यंधियो हरति सिंचतिवाचि सत्यंमानोन्नति दिशति पापमपाकरोति। चेतः प्रसादयति दिक्षुतनोति कीर्ति सत्संगतिः कथयकिंन करोतिपुंसाम् ॥**

" સત્ય પુરુષોની સંગતિ બુદ્ધિની જડતાને હણે છે. વાણીમાં સત્યનું સિંચન કરે છે, માન વધારે છે, પાપ ટાળે છે, ચિત્તને પ્રસન્ન કરે છે, અને દિશાઓમાં કીર્તિને ફેલાવે છે. કહો પુરુષને સત્સંગ ગતિ શું શું નથી કરતી. "

( ભર્તુહરિ )

પૂર્વનાં અનેક સત્કર્મોનો ઉદય થતાં મનુષ્ય અવતાર પ્રાપ્ત થાય છે. તો જે અજ્ઞાન મનુષ્ય સત્સંગનો ત્યાગ કરી અનાયાસે આવી મળેલી અમૂલ્ય તકને વ્યર્થ ગુમાવી દે છે તેને ધિક્કાર છે.

દુર્ગંધ મારતાં મલીન વસ્ત્રોને સાબુથી ધોવાથી જેમ સ્વચ્છ થાય છે તેમ દુર્ગુણોનો અને પાપ વાસનાઓનો નાશ કરવા અંતરને સત્સંગરૂપી સાબુથી ધોવાની અવશ્ય અગત્ય છે.

થાય છે. અને તેમાં પ્રભુના દિવ્ય કિરણોનો સંયોગ થવાથી, આપણા અંતરમાં છુપાએલા અનેક દુર્ગુણોનું આપણને ભાન થાય છે. અર્થાત્ આપણા હૃદયમાં જ્ઞાન રૂપી દિવ્ય પ્રકાશ ફેલાવાથી અનેક અશુભ વાસનાઓનો ક્ષય થઇ જાય છે. અને તેને સ્થાને સત્ય, ક્ષમા, શાન્તિ, દયા, નમ્રતા, સંયમ ઇત્યાદિ દૈવિ સંપતિ પ્રવેશે છે જેથી આપણું ચારિત્ર આનંદમય બને છે. અને આ જગતમાંજ દૈવિ ગુણો પ્રાપ્ત કરી સુખી થવાય છે.

સત્સંગથી અનેક ઋષિ મુનિઓ, ભકતજનો સહેલાઇથી પ્રભુપદને પ્રાપ્ત કરી મોક્ષપદને પામી શકયા છે. હું સત્સંગનું ગુ કરવા સમર્થ નથી. સત્સંગનું વર્ણન કરવું તે સોના ઉપર ઢોળ ચઢાવવા જેવું છે.

## ૬ શું ભકિત નિરર્થક છે?

" સત્ય છે ગુરુદેવ જ્યારથી અમોને આપનો સત્સંગ પ્રાપ્ત થયો છે, જ્યારથી અમે આપની પવિત્ર છાયા તળે નિવાસ કર્યો છે ત્યારથી અમારૂં અંતર પ્રતિદિન શુદ્ધ થતું અમોને પ્રતક્ષ અનુભવાય છે. કિન્તુ કેટલાક મનુષ્યોને નિત્ય નિયમથી સંધ્યાપૂજા વગેરે સત્કર્મો કરવા છતાં શા કારણથી તેમને ઇષ્ટ લાભો પ્રાપ્ત થવા જોઇએ તે થતા નથી. નિત્ય નિયમથી વૃદ્ધ થતા પર્યંત ભકિત કરવા છતાં તેમના ઉપર જે ઇશ્વરી તેજ આવવું જોઇએ તે ન દેખાતાં ઉલટા વધારે અજ્ઞાન વશ થએલા કેમ દેખાય છે. તો પ્રશ્ન થાય છે કે શું તેમની ભકિત ખોટી છે? કે આપણાં પવિત્ર શાસ્ત્રો ભકિતનો અનંત મહિમા વર્ણવે છે તે અસત્ય છે. "

એક ગ્રાસ ભોજનથી પેટ ભરાય નહિ, તેમ એક વખતના સત્સંગથી ઇષ્ટ ફળ પ્રાપ્ત થઇ શકતું નથી. કિન્તુ જીંદગી પર્યંત સત્સંગમાં રમ્યા રહેવાથી આપણા હૃદયના અશુભ સંસ્કારોનો ક્ષય

આત્માનંદે નમન કરી સવિનય પ્રશ્ન કર્યો.

## ૭ આપણી ભકિત ઇષ્ટફળ ન પ્રગટાવવાના કારણો અને ભકિત સફળ કરવાના ઉપાયો

" આત્મારામ ત્હારી શંકા સત્ય છે. સંસારમાં તેમજ છે. અજ્ઞાન લોકો ભકિત કેવી રીતે કરવી જોઇએ, અને ભકિત કરતાં પૂર્વે શું કરવું જોઇએ તે નહિ જાણવાથી તેણને જે અનંત ફળો પ્રાપ્ત થવાં જોઇએ તે મળતાં નથી.

આપણે રાજાની કૃપા પ્રાપ્ત કરીએ, તો આપણાં ધન સંબંધી અનેક દુઃખોનો નાશ થાય છે. તો જે અનંત સામર્થ્યનો સ્વામી છે. રાજાઓનો મહારાજા છે દેવોનો દેવ છે, અનંત ભુવનોનો માલીક છે. તેની કૃપા પ્રાપ્ત કરવાથી આપણને ઇષ્ટ લાભોના મળે એમ કહેવું તે કેવળ મૂર્ખાઇ છે.

સંસારી મનુષ્યો જે વખતે મંદીરમાં દર્શનાર્થે ગમન કરે છે. ત્યારથી તેઓ સમજતા તો હોય છેજ કે મંદીરમાં જવું તે સાંસારિક વ્યાવહારિક દરેક કામથી ઉચ્ચ મહાન કલ્યાણનું કામ છે. અર્થાત્ પોતાના અંતરને પવિત્ર કરનારૂં મંદિર એ પવિત્ર સ્થળ છે. કિન્તુ અફસોસ કે નિત્ય નિયમથી મંદિરમાં દર્શનાર્થે ગમન કરતાં છતાં તેમને તેમના સત્કર્મનું ફળ પ્રાપ્ત થએલું જણાતું નથી અને ઉલટા અધિક અસત્ કર્મોનું સેવન કરતાં દૃષ્ટિએ પડે છે. જો મંદિરમાં શુદ્ધ મનથી, પોતાનું કલ્યાણ કરવાના ઉચ્ચ હેતુથી જવાય તો અવશ્ય

દરેકને અલ્પ સમયમાં તેમને કહેલા સત્કર્મનું ફળ પ્રાપ્ત થાય છે, અને અનેક સદ્દગુણો મેળવી સુખી થવાય છે તથા પ્રભુ કૃપા મેળવી શકાય છે.

મંદીરમાં ગમન કરવાનો મુખ્ય હેતુ પ્રભુના ઉચ્ચ ગુણોને યાદકરી તે ગુણોને પોતાના અંતરમાં આરૂઢ કરી પોતાના અવગુણોનો ક્રમે ક્રમે નાશ કરવો છે. માટે જો આ ઉચ્ચ હેતુ પ્રમાણે આચરવામાં આવે અર્થાત મંદીરમાં દર્શનાર્થે જઈ દરેક પ્રસંગે એકએક દુર્ગુણોનો ત્યાગ કરી પ્રભુનાઅનંત ગુણોનું સ્મરણ કરી એક એક સદ્દગુણને ધારણ કરવામાં આવે તો અવશ્ય ધારેલા સમયમાંજ અનેક ઇષ્ટ લાભો પ્રાપ્ત થાય છે અને પ્રભુકૃપા સહેલાઇથી મેળવી શકાય છે.

આપણાં પવિત્ર શાસ્ત્રો તથા જગતના મહાન્પુરુષો પ્રભુની આધીનતા સ્વીકારવાની મહત્વતા અનંત વર્ણવે છે અને તેથી આપણને જે ઇષ્ટ ફળ પ્રાપ્તિ થાય છે. તેનો અંત નથીતો આપ ભક્તિની નિષ્ફળતા વિષે કથન કરો છો. તે સત્ય કેમ સંભવે.

સંસારી મનુષ્યો જે વખતે સંધ્યા પૂજા ઇત્યાદિ સત્કાર્યો કરે છે. તે વખતે તેમનુ મન ઇશ્વરથી વિમુખ હોય છે, અર્થાત્ વ્યવહારિક કામકાજમાં ભટકયાં કરતું હોય છે. તેથી તેમની સેવા તે ખરી સેવા કહેવાયજ નહિ.

ઘણા માનવો દેવાલયમાં પ્રભુની ઉપાસના કરે છે. માળાઓ ફેરવે છે તથા કથા વાર્તા શ્રવણ કરી પોતાનું કલ્યાણ કરવા ઇચ્છે

છે. કિંતુ મંદીરની બહાર તેમના મુખમાંથી અન્યની નિંદા તથા કટુભાષણ સિવાય કંઇજ સંભળાતું નથી. પ્રસંગોપાત જેનો દ્વેષ કરતા હોય તે મનુષ્ય પોતાને મળી જાય તો તેને મીઠા મીઠા શબ્દો કહી પોતાનું પ્રગટ ન થઇ જાય તેની સાવચેતી રાખે છે. કેટલાક મનુષ્યોનું આમ કરવાનું ખાસ કારણ ન હોવા છતાં માત્ર એમનો સ્વભાવ પડી ગએલો હોવાથી તેમ વર્તે છે. જ્યારે તેમને જનસમાજ ઓળખી જાય છે અને તેનો સંગ તજી દેછે ત્યારે તે વળી જ્યાં ત્યાં કહેતો ફરે છે કે જગતમાં બધે સ્વાર્થ દેખાય છે. કોઇ કોઇનું નથી આમ પોતાના સ્વભાવ વશ થઇ અન્યની નિંદામાંજ આખો દિવસ વ્યતીત કરી પોતાનું અ કલ્યાણ સાધે છે. તો વિચાર કરો કે આખો દિવસ અસત્ય માર્ગે ગમન કરવું અને જરાવાર ભક્તિ કરી તેના ફળ માટે પ્રભુનો દોષ કાઢવો તે શું યોગ્ય છે ?

ઘણા મનુષ્યો સમજ્યા સિવાય કેવળ લોક રિવાજ ખાતર શરીરને કષ્ટ આપી વ્રત અપવાસ કરે છે. કિંતુ તે કરતા પૂર્વે શું કરવું તે નહિં જાણવાથી તેમને કરેલા સત્કર્મનું ફળ મળતું નથી. આજકાલ એકાદશીનું વ્રત ઘણે ભાગે સ્ત્રીઓમાં વધારે પ્રચલિત થએલું જોવામાં આવે છે. કિન્તુ એકાદશીના વ્રતથી જે પોતાની વાસનાઓ મંદ થવી જોઇએ, પ્રભુકૃપા પ્રાપ્ત થવી જોઇએ અને જે પ્રભુકૃપાનો વ્રત કરનારને ઘેરા આનંદનો અનુભવ થવો જોઇએ. જે દ્રઢતા, ઇંદ્રિય સંયમ આવવાં જોઇએ તે પ્રાપ્ત થએલાં દેખાતાં નથી અને ઉલટાજ ગુણો દ્રષ્ટિએ પડે છે, જેથી જે વ્રતથી તેમનું કલ્યાણ થવું જોઇએ તેજ વ્રત તેમનું અકલ્યાણ સાધે છે.

એકાદશીનું વ્રત અતિ ઉત્તમ છે માટે જો તેને સમજીને કરવામાં આવે તો તે ઇષ્ટ ફળ પ્રગટાવ્યા સિવાય રહેતું નથી. એકાદશી એટલે એક મન અને દશ ઇંદ્રિયોનો ઉપવાસ. ઉપ એટલે પાસે અને વાસ એટલે રહેવું એક મન અને દશ ઇંદ્રિયો એ પ્રભુની પાસે વાસ કરવો જોઇએ. અર્થાત્ અન્ય કાર્યોનો ત્યાગ કરી કેવળ ઇશ્વર સ્મરણમાંજ લીન થઇ જવું તે એકાદશીના ઉપવાસનો અલૌકિક અર્થ છે, અને આ અર્થ પ્રમાણે સમજી જો એકાદશીનો ઉપવાસ આચરવામાં આવે તો ઇષ્ટ ફળ પ્રાપ્ત થયા સિવાય રહેતું નથી.

આજકાલ ઘણી બ્હેનો પોતાના પ્રભુતુલ્ય પતિનો ત્યાગ કરી દેવ દર્શન કરવા મંદિરોમાં અને તીર્થોમાં રખડે છે, તેથી શું ? પતિ આજ્ઞા વિરુદ્ધ વર્તવાથી, પતિની સેવા તજી અન્ય કાર્યો સાધનારી કુટીલ કાન્તાઓ ઉપર પ્રભુ દયા કરી તેમને ઇષ્ટ ફળ પ્રાપ્તિ કરશે કે ? સતિ પતિવ્રતા સ્ત્રીઓને મન તો પતિનો હુકમ તેજ પ્રભુનો હુકમ હોવો જોઇએ, પતિની સેવા એજ પ્રભુ સેવા તુલ્ય હોવી જોઇએ, પતિનું વાક્ય તેજ તેમનું ઇષ્ટ કર્તા હોવું જોઇએ, અને પતિ દર્શન તેજ પ્રભુ દર્શન તુલ્ય માની પોતાની જીંદગી પવિત્ર પણે પતિની સેવામાં સમર્પી દેવી જોઇએ. સતિ સ્ત્રીઓએ સદા પતિ વ્રતા ધર્મમાં તત્પર રહી સર્વ કાળ પ્રભુ પરાયણ રહેવું તેજ તેમનું ઇષ્ટ કરનાર છે. પતિ આજ્ઞાને લોપવી નહિ તેજ સ્ત્રીઓનો સનાતન ધર્મ છે.

व्रतोपवास नियमं पतिमुल्लंघ्यया चरेत् ।
आयुष्यं हरते भर्तुमृता निरयं मृच्छति ॥

જે સ્ત્રી પતિને ઉલ્લંઘન કરીને એટલે તેની રજા વગર વ્રત ઉપવાસ કે નિયમ કરે તે પોતાના પતિના આયુષ્યને ઓછું કરે છે, અને મુવા પછી નરકમાં જાય છે.

वरभूषाधरं चैव सुवेषं पुरुषं परम् ॥
यात्रा महोत्सव नृत्यं नर्तकं गयनं व्रजे।
परक्रीडां च सततं नहि पश्यति सुव्रता

પતિ વ્રતા સ્ત્રી વસ્ત્ર આભુષણુ ધારણુ કરનાર પર પુરૂષ સામું જોતી નથી યાત્રા મહોત્સવ (મેળા વગેરે ઉત્સવો) જોવા જતી નથી નર્તક જોતી નથી ગાયન જોતી નથી અને પારકી ગમ્મત જોતી નથી.

व्रतं तपस्यां देवार्चां परित्यज्य प्रयत्नतः।
कुर्याच्चरण सेवां च स्तवनं परितोषणम् ॥

પતિ વ્રતાઓ વ્રત તપસ્યા અને દેવપુજન મૂકી પોતાના પતિનીજ પ્રયત્નથી પૂજા કરવી તેનીજ સ્તુતિ કરવી અને તેનેજ પ્રસન્ન કરવા.

प्राति व्रतानांयो धर्मस्तं निबोधव्रजेश्वर ॥
नित्यं तु मर्तयौं त्मुक्याच्तत्पादोद कमीप्सितम।
भक्ति भावेन सततं भोक्तव्यं तदक्षया ॥

હે વ્રજેશ્વર પતિ વ્રતાઓનો જે ધર્મ છે તેને હું કહું છું તે

સાંભળો. પતિવ્રતા કુલીન કાન્તાઓએ હમેશાં પોતાના પતિને વિષે ભક્તિ રાખવી જોઇએ હમેશાં તેમના ચરણ કમળ ધોઇ તે ચરણા-મૃત સાથે ચઢાવવું તથા પીવું અને ભક્તિથી પતિને પ્રથમ જમાડી પછી તેમની આજ્ઞાથી પોતે જમવું.

तिर्थस्नानार्थिनी नारीपतिपादोदकं पिबेत् ।
शंकरादपि विष्णोर्वा पतिरेकोधिकः स्त्रियः ॥

"તીર્થસ્નાન કરવાની ઇચ્છા રાખનારી સ્ત્રીએ પતિના પગનું પાણી પીવું કેમકે શિવ અથવા વિષ્ણુ કરતાં પણ સ્ત્રીને એક પોતાનો પતિ વધારે છે.

આજકાલ ઘણા ભાઇઓ પ્રસંગોપાત વ્રત ઉપવાસો કરે છે પણ તેઓ પોતાનામાં રહેલા પોતાનું અનિષ્ટ કરી પોતાને નરકમાં ખેંચી જઇ ભવિષ્યમાં જે અનંત દુઃખ દેનારા છે તે કામ, ક્રોધ, લોભ વગેરે તેમના કટ્ટા શત્રુઓની ગુલામીમાંથી બચી શકતા નથી, અને તેઓને જો કહેવામાં આવે કે તમોને વળગેલાં ખરાબ વ્યસનો જેવાં કે બીડી, હુક્કો, શરીરને પાયમાલ કરનારી ચાહ તથા વિદેશી ભ્રષ્ટ ખાંડનો ત્યાગ કરી જુઓ અને પછી ઉપવાસો તથા વ્રતો કરી પ્રભુ પાસે ઇષ્ટફળ મેળવવા પ્રયત્ન કરો તો તેઓ તેમ કરવાની પોતાની અશક્તિ દર્શાવે છે.

ઉપર્યુક્ત પ્રકારના માણસો વ્રતો અને ઉપવાસો કરી શકે છે. કિન્તુ તેમને અનીતિ ત્યાગ કરવા સુચવવામાં આવે તો તેઓ તે

પ્રમાણે વર્તવા ના પાડે છે તો વિચાર કરો કે જો વ્રતો ઉપવાસો કરવાથી આપણને વળગેલાં વ્યસનોનો ત્યાગ કરવા જેટલી પણ હિંમત, દ્રઢતા આપણામાં ના આવી શકે તો તે મનુષ્યો વ્રતો કરનાર નહિ પણ ખાલી ઢોંગ કરી પૂર્વના મહાન ઋષિ મુનિઓએ જે વ્રતો ઉપવાસોનું આપણાં પવિત્ર શાસ્ત્રોમાં આપણું કલ્યાણ કરવાના ઉચ્ચ હેતુથી સ્થાન આપ્યું છે, તે વ્રતોનો ગેર ઉપયોગ કરી આપણા શાસ્ત્રોનો અનાદર કરવા જેવું અનિષ્ટ કરે છે, જેથી અનિષ્ટ કરનારને તેનું ફળ પણ ઇષ્ટ ક્યાંથી મળે તે સમજી શકાય તેમ છે. ઉપવાસો તથા વ્રતો ના કરવા તેમ કહેવાનો મારો હેતુ નથી કિન્તુ તેને સમજી કરવા અને તેના ઇષ્ટ ફાયદા પ્રાપ્ત કરી સુખી થવું એજ કહેવાનો મારો ઉદ્દેશ છે.

જેમ ડોલા જળમાં સ્વચ્છ પાણી જેટલું રેડીએ તેટલું મેલું થાય છે, તેમ હૃદય શુદ્ધિ કર્યા પૂર્વે અંતર મેલું રાખીને જેટલી સત્ક્રિયા કરીએ તે યોગ્ય ફળ પ્રાપ્ત કરાવી શકિત નથી.

જાણે મંદિરમાં દેવ ગોંધાઇ ન રહ્યા હોય તેમ મંદિરની બહાર તેઓ અસત્ય વદતાં અરે નિત્ય નિયમથી સંધ્યાપૂજા કરનાર વિષ્ણુ-સહસ્ત્રનો પાઠ કરનાર, કથા વાર્તા શ્રવણ કરનાર સાઠ વર્ષનો ડોસો ફકત એ પૈસા માટે અસત્ય વદી જનસમાજને ઠગતાં અચકાતો નથી તેથી જ અર્થાત્ પૈસાને પ્રભુથી ઉચ્ચ માનવાથી, પૈસા માટે ધર્મને વેચી દેવાથી આપણાં સત્કર્મ જોઇએ તેવું ઇષ્ટ ફળ પ્રગટાવી શકતાં નથી

આખો દિવસ સત્યામાર્ગનો ત્યાગ કરી અને અનીતિના માર્ગે

ગમન કરવું અને ફકત અંડધો કલાક પ્રભુ ભકિત કરવી, માળાઓ ફેરવવી, તથા પ્રસંગોપાત મંદિરમાં દર્શનાર્થે ગમન કરવું તે પણ એકાગ્રતાથી શુદ્ધ મનથી નહિ કિન્તુ જનસમાજમાં પોતાનું માન વધારવા અને પોતાના સ્વાર્થો સાધવા માટે પ્રભુ, પ્રભુ, દયા કર, દયા કર આમારા ઉપર્યુકત પ્રકારના બહારના ઢોંગી ભકતજનો ઉપર સત્યજ કહ્યું છે કે:—

દોહરો

એરનકી ચોરી કરે, કરે સોઇકા દાન
ઊંચે ચડ કે દેખ હીં, આવત કયું ન વિમાન.

જેમ મૂર્ખ, અજ્ઞાન મનુષ્ય પંડિતના પ્રસંગમાં વસવા છતાં પંડિત થઇ શકતો નથી, જેમ ઝેરી વિષધર સર્પ ચંદનના વૃક્ષનો સ્પર્શ કરવા છતાં વિષ રહીત થતો નથી. જેમ કમળપત્ર જળમાં ઘણો સમય રાખ્યા છતાં તેને જળનો સ્પર્શ થતો નથી, જેમ હવા દરેક સ્થળે રહેવા છતાં તેને કોઇ વિકારનો સ્પર્શ થતો નથી, જેમ પ્રભુ સર્વવ્યાપક છતાં સર્વમાં નિવાસ કરેલો હોવા છતાં તેને કંઇ દોષ લાગતો નથી, જેમ જ્ઞાની મનુષ્ય સંસારના અનેક પ્રસંગોમાં આવ્યા છતાં તે આસકત થતો નથી, જેમ પાષાણ જળમાં ઘણો સમય રાખ્યા છતાં પીગળતો નથી તેમ હૃદય શુદ્ધિ કર્યા સિવાય, અનીતિનો ત્યાગ કર્યા સિવાયના, દાંભિક ભકતોની પોલમ પોલવાળી ઉપર ઉપરની ભક્તિથી તેઓ પોતાના દોષો તજી ગુણવાન થતા નથી અર્થાત્ તેમનું કલ્યાણ થતું નથી,

ભક્તિ એટલે મનુષ્યને પ્રભુપ્રાપ્તિના અર્થે સ્વાભાવિક જે પ્રેમ,

ઉત્પન્ન થાય છે તે આપણો જીવાત્મા ઇશ્વરનો અંશ છે, પણ ઘણા સમયથી પ્રભુથી વિમુખ હોવાને લીધે પ્રભુને પ્રાપ્ત કરવા માટે તેને જે તરફડાટ થાય છે જે ખેંચાણ થાય છે, અને તેને અંગે જે પ્રયત્ન થાય છે, તેને આપણા લોકો ભક્તિ કહે છે

જેમ મલીન દર્પણ સામે આપણે આંખો ફાડી જોયા કરીએ પણ તેમાં આપણું પ્રતિબિંબ દેખાતું નથી તેમજ હૃદય શુદ્ધિ કરતા પૂર્વે પ્રભુને ગમે તેટલો વખત યાદ કરાવમાં આવે પણ તે આપણને સંભાળશે નહિ ખરૂંજ કહ્યું છે કેઃ-

રામ નામ સબ કોઇ કહે ઠગ ઠાકોર ઓર ચોર
વિના પ્રેમ રીઝે નહિ તુલસીનંદ કિશોર.

જો સ્વચ્છ તેજસ્વી દર્પણ સન્મુખ આપણે જોઇએ તો તત્કાળ આપણું પ્રતિબિંબ સ્વચ્છ રીતે દેખાશેજ, તેમજ તમે પરમાત્માને જેટલો વખત પરમ પ્રીતિ પૂર્વક સંભાળશો તેટલોજ વખત આપણી પ્રભુ સ્મરણ રૂપી ક્રિયાનું આપણા હૃદયમાં પ્રતિબિંબ પડતુ હોવાથી તે આપણને સંભાળતો પ્રત્યક્ષ પ્રતીત થશે અને જેટલો વખત આપણું એકાગ્રતાથી થતું સ્મરણ રૂપી પ્રતિબિંબ આપણને સંભળાતું પ્રતીત થશે તેટલુંજ આપણું કલ્યાણ થશે માટે જો પ્રભુના અનન્ય ભક્ત થવું હોય જો આપણે સાચી ભક્તિ કરવી હોય અને અલૌકિકતાનો અત્યાનંદ અનુભવવો હોય તો આ જગતના સર્વ નાશવાન પદાર્થો ઉપરથી આશકિત ખેંચી લઇને એક પરમાત્માજ પરમ પ્રીતિ વધારવી જોઇએ.

પરમાત્માને પ્રાપ્ત કરવાની ઇચ્છા રાખતા સાધકે પ્રથમ પોતાનું ચારિત્ર બનતા સઘળા પ્રયત્ને ઉચ્ચ બનાવવું જોઇએ ચારિત્ર ઉચ્ચ કર્યા સિવાયનો પ્રયત્ન ઇષ્ટ ફળવાન નિવડી શકતો નથી આપણા પવિત્ર શાસ્ત્રોમાં પરમાત્માની પ્રાપ્તિ અર્થે ત્રણ માર્ગ સુચવેલા છે યોગ, તત્ત્વ વિચાર અને ભકિત આ ત્રણે માર્ગો ચારિત્ર શુદ્ધિ કર્યા સિવાય યોગ્ય ફળ આપી શકતા નથી માટે પ્રથમ આપણા આચાર વિચારની શુદ્ધિની અગત્ય છે.

આપણાં શાસ્ત્રોમાં યોગમાં આઠ અંગ વર્ણવ્યા છે, તેમાં ૧ યમ, ૨ નિયમ, ૩ આસન, ૪ પ્રાણાયમ, ૫ પ્રત્યાહાર, ૬ ધ્યાન, ૭ ધારણ, ૮ અને સમાધિનો સમાવેશ થાય છે. યમ અને નિયમ આ બે અંગો આચાર શુદ્ધિનાં છે પ્રથમ યમ નિયમનું પાલન કર્યા સિવાય અન્ય અંગો ઇષ્ટ ફળવાન થઇ શકતા નથી માટે આચાર શુદ્ધિની પ્રથમ અગત્ય છે.

## ૮ યમ વિષે

" ગુરૂજી યમ વિષે જણાવશો. " રામાનંદે પ્રશ્ન કર્યો.

" શ્રીયાજ્ઞવલ્કય સંહિતામાં યમના દશ પ્રકાર છે. અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, ક્ષમા, ધૃતિ, દયા, આર્જવ, મિતાહાર, અને શૌચ.

અહિંસા એટલે પ્રાણીમાત્રને મન, વચન, અને કાયાથી કોઇ પણ પ્રકારે પીડા ના કરવી તે, દયાળુ જગનિયંતાએ પ્રાણી માત્રના

જીવ સરખા બનાવ્યા છે માટે જેવી રીતે અન્ય પ્રાણીના આપણા પ્રતિના અયોગ્ય વર્તનથી આપણને દુઃખ થાય છે, તેમ અન્યને પણ થતું હશે એમ પ્રત્યેક બાબતમાં વિચાર કરી મનુષ્યે માત્ર અન્ય પ્રાણી તરફ અયોગ્ય વર્તન કરવું તે ઇષ્ટ નથી.

**श्लोकार्धेन प्रवक्ष्यामि यदुक्तं ग्रन्थकोटिभिः**
**परोपकारः पुण्याय पापाय परपीडनम् ॥**

અર્ધા શ્લોકમાં હું તમને કહીશ જે કરોડો ગ્રંથો વડે કહેવાએલું છે તે એકે અન્યને ઉપકાર કરવો તે પુણ્ય અને અન્યને પીડા કરવી તે પાપ આપણા પવિત્ર શાસ્ત્રો સ્પષ્ટ રીતે જણાવે છે કે અન્યને દુભવવા તે મહા પાપ છે માટે પોતાનું ઉદાહરણ લઇ અન્યને દુભવવા નહિ. જેમ અન્ય માનવ આપણને કોઇ વખત અસત્ય કહે તેથી આપણને દુઃખ થાય છે અને તેના પ્રત્યેના આપણા શુભ વિચારોને આકર્ષી લઇએ છીએ, તેવીજ રીતે આપણે અન્યને અસત્ય કહીએ તો તેને પણ દુઃખ થાય છે, તેમ સમજી આપણે અન્ય પ્રત્યે સત્યજ રહેવું, જેમ અન્ય આપણી સ્ત્રી પ્રત્યે કુદૃષ્ટિ કરે તો તેના ઉપર આપણે ગુસ્સે થઇએ છીએ તો આપણે પણ અન્ય સ્ત્રી પ્રતિ કુદૃષ્ટિ કરતાં અચકાવું જોઇએ. જો અન્ય આપણા પ્રતિ ઉચ્ચ ભાવ રાખે તે આપણને ગમે છે માટે આપણે પ્રાણીમાત્ર ઉપર ઉચ્ચ ભાવ રાખવો. અન્યના અપશબ્દો આપણે સાંખી શકતા નથી તો આપણે અન્યને શુભજ શબ્દો કહેવા, અને અન્ય આપણા અપરાધ માફ કરે તથા આપણાં અકસ્માત દુઃખો પ્રસંગે સહાય કરે તો આપણે કેવા આનંદમાં આવી જઇએ છીએ, તેમ આપણે પણ અન્ય પ્રાણીમાત્રને દરેક

પ્રકારની બનતી મદદ કરવી તેજ ખરી અહિંસા છે. અહિંસાની સિદ્ધિ થતાં મનુષ્યના મનમાં કોઇ પ્રત્યે વૈર બુદ્ધિ રહેતી નથી. આપણા પવિત્ર શાસ્ત્રોમાં કહ્યું છે કે **અહિંસા પરમો ધર્મ** તે સત્યજ છે. અહિંસામાંજ અનેક સદ્દગુણોનો સમાવેશ થાય છે, માટે સર્વને **आत्मवत् सर्व भूतेषु** પોતાના આત્મા તુલ્ય માની પ્રાણીમાત્રમાં આત્મા બુદ્ધિ રાખતાં શીખો તો અનેક સુખના લાભો લઇ શકશો અને શીઘ્ર ઇષ્ટ ફળ પ્રાપ્ત કરી મનુષ્ય દેહનું સાફલ્ય કરી પ્રભુની કૃપા પ્રાપ્ત કરી અનંત સુખી થઇ શકશો.

## ૨. સત્ય.

હવે સત્ય વિષે શ્રવણ કરો. સત્ય એટલે પોતાના હૃદયમાં કપટતા રાખ્યા સિવાય અન્યમનુષ્યનું ભલુ કરનારી પ્રિય વાણી બોલવી તે પોતાને જ્યાં સુધી અનુભવ થયો નહિ હોય તથા વિશ્વાસ પણ ના હોય તેવી વાત અન્યની આગળ પ્રગટ કરવી નહિ કિન્તુ જે વાત સત્ય લાગે તેજ જાહેર કરવી, જ્યાં સુધી પોતાનો નિશ્ચય સત્ય લાગે ત્યાં સુધી તેમાં પ્રાણાન્તે પણ ફેરફાર ન કરવો, તથા સત્યનું સેવન કરતાં ગમે તેટલી વિપત્તિ પડે પણ તેથી કાયર ન થતા આનંદથી દુઃખો સહન કરવાં તે સત્ય છે અને એજ સર્વ શાસ્ત્રનો સાર છે. સત્યથી વિશ્વમાં કોઇ મહાન ધર્મ નથી.

**नास्ति सत्या त्परोधर्मो नानृता त्पातकं परम् ।**
**श्रुतीर्हि सत्यं धर्मस्य तस्मात्सत्यं न लापयेत ॥**

"સત્યથી બીજો શ્રેષ્ઠ ધર્મ નથી અને અસત્યથી અધિક

પાપ પણ નથી કારણ કે સત્યજ ધર્મ સંભળાય છે માટે તેનો લોપ કરવો નહિ" જે મનુષ્યમાં સત્યતા નથી તે કેવળ ઘડા જેવો છે. તે જે બોલે છે તેમાં કંઇ માલ હોતો નથી, જેમ ખાલી ઘડામાંથી અવાજ સિવાય કંઇ ઈષ્ટ વસ્તુ પ્રાપ્ત થતી નથી તેમ જેની વાણીમાં સત્યતા નથી તેની વાણીમાંથી કંઇ ઇષ્ટ તત્વ મળી શકતું નથી.

સત્ય એ મહાન વ્રત છે, સત્યજ મનુષ્ય જીવનનું ભૂષણ છે, સત્યતા સિવાય જે મનુષ્ય જિંદગી પર્યન્ત ગૌમુખીમાં હાથ ઘાલી માળાઓ ફેરવ્યા કરે કિન્તુ તે શુભ ફળ આપી શકતી નથી સત્યનું વ્રત ધારણ કર્યા સિવાય આ જગતમાં કોઇ મનુષ્ય મહાન થઇ મહાન થઇ શકતો નથી,

આ જગતમાં પ્રભુ પ્રાપ્તિનો જો કોઇ સરળ અને કલ્યાણ કરનાર માર્ગ હોય તો તે સત્ય છે, સત્યથી પરમાત્મા પ્રસંન્ન થાય છે, સત્યથી મનુષ્યની કિંમત થાય છે અને સત્ય વડેજ અનેક મહાન પુરૂષો જેવા કે હરિશ્ચંદ્ર, રામચંદ્ર, દશરથ, યુધિષ્ઠિર, ઇત્યાદિ મહાન માહાન થઇ શકયા હતા અને સત્યના મહાન વ્રતથીજ તેઓએ, જન, સમાજને ઘણાજ ઉપકાર કરી, અંતે પ્રભુપદને પ્રાપ્ત થઇ પરમ શાન્તિ પામ્યા તે.

બાર વરસ મન, વાણી અને કાયાથી સત્ય આચરવામાં આવે તો વાકય સિદ્ધિ થાય છે, આપણા પવિત્ર શાસ્ત્રો અને જગતના મહાન પુરૂષો સત્યનાજ ગુણ ગાયા કરે છે કેમકે તેમાંજ સર્વ ઇષ્ટ રૂપો રહેલાં છે.

દુર્જન મનુષ્યો પણ અસત્ય બોલનાર ઉપર વિશ્વાસ લાવતા નથી સર્વને સત્યજ પ્રિય હોય છે, જેને આગળ વધવાની ઇચ્છા હોય, પ્રભુના વહાલા થવાની ઇચ્છા હોય, પ્રભુ કૃપા પ્રાપ્ત કરી સાચા ભક્ત થવાની મરજી હોય, અને દિવ્ય આનંદનો અનુભવ કરી સંપૂર્ણ શાન્તિ પદ પ્રાપ્ત કરવાની ઇચ્છા હોય, તો સર્વ દુર્ગુણો નો ત્યાગ કરી સત્ય તથા અહિંસા વ્રત પાલન કરવાની ખાસ અગત્ય છે.

જેમ અગ્નિમાં ઘી નાખવાથી તે શાન્તને બદલે ઉલટો વધે છે, જેમ દરીઆના જળથી તૃષા શાન્ત થતી નથી, જેમ વિષય સુખથી તૃષ્ણા શાંત થતી નથી, તેમ સત્યના વ્રતનો ત્યાગ કરી કોઇ જાતની સિદ્ધિ પ્રાપ્ત કરવાની ઇચ્છા કરવી તે અજ્ઞાનતા છે, લૌકિક ધર્મ, અર્થ, કામ, અને ભક્તિ એ સર્વનું જ્ઞાન સત્યથીજ થાય છે. સત્ય તે ઇશ્વરનો વાચક શબ્દ હોવાથી, તે નિત્ય અખંડિત સર્વ ક્લેશહર અને સુખરૂપ છે.

સત્ય ઇશ્વરનો સર્વોત્તમ ગુણ છે, તેનું યથાર્થ પાલન કરનાર મનુષ્યને અન્ય ગુણો સ્વાભાવિકજ પ્રાપ્ત થાય છે, માટે જે મનુષ્યને ઇશ્વર દર્શનની અભિલાષા હોય તો પ્રથમ સર્વ સદ્‌ગુણોનું મૂળ સત્યનું આગ્રહથી મન, વચન અને કાયાથી પાલન કરવું જોઇએ.

જેમ ઇમારતનો પાયો મજબુત હોય તો તે સહેલાઇથી નાશ પામશે નહિ, તેમ જે મનુષ્ય સત્યરૂપી પાયો મજબુત કરીને પછી જે કંઇ સત્કર્મો કરે છે તે ઇષ્ટ ફળ મેળવ્યા સિવાય રહેતો નથી.

"सत्य मेव जयते नानृतं सत्येन पंथा वितनो देवयान सत्येन लभ्यस्तपसा ह्येष आत्मा"

"સત્યવાદી જય પામે છે, અસત્યવાદી નહિ. સત્ય વડે ઉપાસકને દેવયાન માર્ગ ઉઘાડો થાય છે. સત્યરૂપ તપ વડે આ આત્મા પ્રાપ્ત થાય છે."

સત્યનું વ્રત ધારણ કરનારને અનંત ફળ પ્રાપ્તિ થાય છે, અને જે કાર્ય ઘણા પ્રયત્ને થતાં નથી તે તેને સહેલાઇથી પ્રાપ્ત થાય છે સત્ય બોલનારને વચન માત્રથી ફળ આપવાનું સામર્થ્ય પ્રાપ્ત થાય છે.

## ૩. અસ્તેય.

માલીકની આજ્ઞા સિવાય અન્યની કોઇ વસ્તુનું હરણ કરવું કિંવા ચોરી કરવી નહિ તે અસ્તેય છે.

અન્યની ચોરી કરનારની આબરૂને હાનિ પહોંચે છે. તેનો કોઇ વિશ્વાસ કરતું નથી. જેથી તેને પોતાનો નિર્વાહ કરવામાં હાનિ પહોંચે છે અને જન સમાજમાં નિંદાવાને લીધે તેને કોઇ માન નહિ આપતાં ધિક્કારે છે, માટે કોઇ સજ્જન મનુષ્યે પર દ્રવ્યની ઇચ્છા કરવી નહિ તે સત્યજ કહ્યું છે કેઃ—

દોહરો.

"પર ધન પથ્થર જાણીએ પરસ્ત્રી માત સમાન"

" ઇતનેસે હરિ ના મીલે તો તુલસી દાસ જમાન "

॥ वरं मौनंकार्य नचवचनमुक्त यदनृतं ॥

॥ वरं क्लैव्यं पुसां नच परकलत्राभि गामनम् ॥

" જુઠું બોલવું તેના કરતાં મૌન રહેવું તે શ્રેષ્ટ છે, અને પરસ્ત્રી ગમન કરવા કરતાં નપુંશક રહેવું તે સારૂં છે.

॥ मातृवत् परदारेषु परद्रव्येषु लोष्टवत् ॥

॥ आत्मवत् सर्वभुतेषु वीक्षतेधर्म बुद्धयः ॥

" ધર્મ બુદ્ધિવાળા મનુષ્યો પરસ્ત્રીને માતા સમાન પારકા ધનને માટી સમાન અને સર્વ પ્રાણીમાત્રને પોતાના સમાન જુવે છે,

## ૪. બ્રહ્મચર્ય.

બ્રહ્મચર્યથી શરીર નીરોગી અને સુઘડ બને છે. ગૃહસ્થ પુરૂષે પુખ્ત ઉમર થતાં સુધી અવશ્ય બ્રહ્મચર્ય પાળવું અને તે પછી ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરવો તથા પરસ્ત્રીના સંગનો ત્યાગ કરવો

ગૃહસ્થાશ્રમી પુરૂષે પોતાની સ્ત્રી ઋતુ પ્રાપ્ત થયા બાદ પ્રથમના ચાર દિવસ ત્યાગ કરી. બાર દિવસ સંતાન પ્રાપ્તિ માટે સ્ત્રી સંગ કરવો, એ તેમનું બ્રહ્મચર્ય છે, દરેક માસની બીજ, ૮, ૧૪, ૧૧ અમાસ, પુનમ, તથા અન્ય પવિત્ર દિવસોમાં પણ સ્ત્રી સંગનો ત્યાગ કરવો પોતાની સ્ત્રી સિવાયની, અન્ય સ્ત્રીઓને મા,

બ્હેના ગણી. વિનયથી વર્તવું અને અન્યની સ્ત્રી પ્રતિ વિકારની દૃષ્ટિ પણ કરવી નહિ. બ્રહ્મચર્યનું યથાર્થ પાલન કરવાથી ચારિત્ર શુદ્ધિ પણ ઉત્તમ પ્રકારે થાય છે. માટે વિષયની વૃત્તિનો ત્યાગ કરવો એજ ઇષ્ટ છે અને ત્યાગી સાધુ પુરૂષે તો મન, વચન, અને શરીરથી સર્વસ્થિતિમાં સ્ત્રી સંગનો ત્યાગ કરવો.

( ૫ ) ક્ષમા—પોતાનું અહિત કરનારનું પણ શુભ ઇચ્છી તેના ઉપર ઉપકાર કરવો અને અન્યનું અહિત ન કરવું સર્વ પ્રાણિ માત્રમાં સમાનવૃત્તિ રાખી વૈરવૃત્તિનો ત્યાગ કરવો તે ક્ષમા છે. "**क्षमावीर स्वभूषणम्**" ક્ષમાએ વીરપુરુષનું ભૂષણ છે ક્ષમા જ્ઞાની પુરુષોનું ખાસ લક્ષણ છે માટે પ્રત્યેક માનવે ક્ષમા તો ગુણ ગુણ ધારણ કરી સત્કર્મમાં લાગી જવું અને પોતાનું કલ્યાણ સાધવું જોઇએ.

**॥ नरस्या मरणं रुपं रूपस्या मरणं गुणः ॥**

**॥ गुण रूपा मरणं ज्ञान ज्ञान रूपा मरणं क्षमा ॥**

નરનું ભૂષણ રૂપ રૂપનું ભૂષણ ગુણ ગુણનું ભૂષણ જ્ઞાન અને જ્ઞાનનું ભૂષણ ક્ષમા થાય છે.

જેમ શાસ્ત્ર સિવાયનું સૈન્ય, મંત્રી વગરનો રાજા, નેત્ર સિવાયનું મુખ, જળ સિવાયનાં વાદળાં, શીલ સિવાયની સ્ત્રી, સત્ય સિવાયનો પુરુષ, આત્મા સિવાયનો દેહ, સરલતા સિવાયનો મિત્ર, ભક્તિ વગરનો શિષ્ય, અસત્ય વદનાર મનુષ્ય શોભા આપતાં નથી; તેમ ક્ષમા

સિવાયનાં સત્કર્મો ઇષ્ટ ફળવાન થઇ શકતાં નથી અને આપણને સ્થાયી આનંદનો અનુભવ કરાવી, પ્રભુના કૃપાપાત્ર કરી અનંત શાન્તિ આપી શકતાં નથી.

( ૬ ) ધૃતી—સર્વ પ્રયત્નોમાં વિઘ્નો આવે છતાં હીંમત રાખી નિરાશ ન થતાં ધૈર્ય રાખી વર્તવું, કદાચ કરેલા સત્કર્મની ફળ પ્રાપ્તિ થતાં વિલબ લાગે તોપણ ન ગભરાતાં પ્રયત્ન ચાલુ રાખવો, અને નક્કી કરેલા સત્કર્મો પૂર્ણ કરી, ઇષ્ટફળની પ્રાપ્તિ કરવીજ: અને સત્કર્મોનો ત્યાગ ન કરતાં વિપત્તિ આવી પડે છતાં ધીરજ રાખવી અને નિરાશ ન થવું એજ ધૃતી કીંવા ધીરજ છે.

**॥ छीन्नो पिरोहीति तरुश्चंद्र क्षीणोड वर्धते लोके ॥**

**॥ इति विमृशंत संतः प्यंतेन लोके डस्मिन् ॥**

આ લોકમાં કપાએલાં વૃક્ષો પણ ફરીથી ફુટે છે અને ક્ષીણ થયેલો ચંદ્ર પણ પાછો વૃદ્ધિ પામે છે, એમ વિચાર કરનાર સજ્જનો કદી ખેદ પામતા નથી.

( ૭ ) દયા—**निर्गुणेष्य पिसत्वे षुदकुर्वति साधवः ॥ नहि संहरते जोत्सनां चन्द्र श्वांडाल वेश्मति ॥**

સત્ પુરુષ નિર્ગુણ પ્રાણીઓ વિષે પણ દયા કરે છે. જેમકે ચંદ્ર ચંડાળોના ઘરમાં પ્રકાશનો નાશ કરતો નથી.

અન્યનાં દુઃખ જોઇ આપણું અંતર દુઃખી થાય તે દયાનો

અર્થ છે. સર્વનું શુભ ઇચ્છવું, સર્વ પ્રત્યે યથા શકિત ઉપકાર કરવો, તે મનુષ્યમાત્રનો ધર્મ છે સાથેજ કહ્યું છે કે—

॥ દયા ધર્મકા મૂલ હૈ, પાપ મૂલ અભિમાન ॥
॥ તુલસી દયા ન છોડીએ, જબલગ ઘટમેં પ્રાણ ॥

( ૮ ) આર્જવ—મનમાંથી અહંકારનો ત્યાગ કરી નમ્રતા રાખવી તે આર્જવ છે.

( ૯ ) મીતાહાર—પોતાના દેહનું પોષણ થાય તેટલું પચી શકે તેટલું સાત્વિક અન્નનું ભક્ષણ કરવું, અને ઇંદ્રિયો ઉશ્કેરાય તેવા તથા બુદ્ધિનો ક્ષય કરનાર ખોરાકનો ત્યાગ કરવો, તથા ભોજન સંબંધી નિયમોનું પાલન કરવું તે મીતાહાર છે, મીતાહારથી શરીર બળવાન થાય છે.

( ૧૦ ) શૌચ—સ્વચ્છતા રાખવી મન, વચન, અને શરીરથી પવિત્ર રહેવું એ શૌચ છે શૌચનું દરેક મનુષ્યે પાલન કરવું ઘટે છે કારણ કે શૌચનું પાલન કરવાથી પ્રભુ ભકિતમાં મન પ્રેરાય છે. એકાગ્રતા સધાય છે અને આત્મા દર્શનની યોગ્યતા પ્રાપ્ત થાય છે.

## ૯ નિયમ વિષે

" ગુરુજી નિયમ વિષે જણાવશો. "

હા હું તેજ કહેતો હતો, યોગનું પ્રથમ અંગ યમનું દરેક મનુષ્યે પાલન કરી તેના બીજા અંગનું પાલન કરવા અગત્ય છે,

જેથી આપણા સત્કર્મોનું ફળ શીઘ્ર મળી શકે છે માટે હવે નિયમ વિષે કહું છું તે શ્રવણ કરો.

શ્રીયાજ્ઞવલ્કય સંહિતામાં કહ્યું છે કે તપ, સંતોષ, આસ્તિકતા દાન, ઇશ્વર પૂજન, સિદ્ધાંત, વાકય, શ્રવણ, મતિ, લજ્જા, જપ અને હોમ, આ નિયમનાં દશ અંગો છે. આદર્શ અંગોનું પાલન કરવું તે દરેક મનુષ્યનું કર્તવ્ય છે.

૧ તપ–મન, વચન, અને કાયાથી, પાપકર્મોનો ત્યાગ કરવો, ખોટી વાસનાઓનો ક્ષય કરી, અંતરને પવિત્ર કરવું, અનીતિમાં પ્રીતિ ન કરવી અને વિષમ સમયમાં પણ સ્વધર્મથી ચલિત ન થતાં જીવને શુદ્ધ કાર્યોમાં યોજવો તે તપ શબ્દનો અર્થ છે.

**ये पापानि न कुर्वन्ति मनोवाक् कर्मबुद्धिभिः**

**ते तपन्ति महात्मानो न शरीरस्य शोषणम् ॥**

"જેઓ મનથી, વચનથી, કર્મથી, અને બુદ્ધિથી પાપાચરણ કરતા નથી તે મહાત્મા તપ કરે છે. જંઓ શરીરનું શોષણ કરે છે. તેઓ તપ કરતા નથી."

શ્રીમદ્ ભગવદ્ ગીતાના અધ્યાય સત્તરમામાં તપના ત્રણ પ્રકાર છે તે આ પ્રમાણે છે:-

**देव द्विज गुरु पाज्ञ पुजनं शौच मार्जवम्**

**ब्रह्मचर्य महिं साचशारीरं तप उच्य ते ॥**

**अनुद्वेगकरं वाक्यं सत्यं प्रिय हितंचत् ।**
**स्वाध्यायाम्यसनं चैववाङ्मयं तप उच्य ते ॥**
**मनः प्रसादः सौम्यत्वं मौन मात्म विनिग्रहः ।**
**भावसं संशुद्धि रित्येत तपोमान समुच्यते ॥**

દેવ, બ્રાહ્મણ, ગુરુ તથા તત્ત્વવેત્તાઓ વગેરેની પૂજા, પવિત્રતા, સરળતા, બ્રહ્મચર્ય અને અહિંસા, આ શરીર તપ કહેવાય છે.

કોઇને ખેદ ઉપજાવે નહિ તેવું, સત્ય, શ્રોતાને પ્રિય અને પરિણામે હિતકારી એવું વાક્ય તથા વેદાભ્યાસ આ વાચિક તપ કહેવાય છે.

મનની પ્રસન્નતા, કોમળતા, મૌન, મનોનિગ્રહ અર્થાત્ વિષયો તરફ જતાં મનને અટકાવવું અને વ્યવહારમાં નિષ્કપટ રીતે વર્તન આ માનસિક તપ કહેવાય છે.

ઉપર બતાવ્યા પ્રમાણે શરીરનું વાચિક અને માનસિક એમ તપના ત્રણ પ્રકાર છે. તપના ત્રણ ભેદો છે. સત્વગુણી, રજોગુણી અને તમોગુણી તેમાં સત્વગુણી તપ ઉત્તમ છે. શ્રીમદ્ ગીતામાં અધ્યાય સત્તરમામાં કહ્યું છે કેઃ—

**श्रद्धया परया तप्तं तप स्तत्रिविधं नरैः ।**
**अफल कांक्षिभिर्युत्कैः सात्विकं परिचक्षते ॥**
**सत्कार मान पुजार्थं तपो दंभने चैवयत् ।**

क्रियते तदिह प्रोक्तं राज संचल मध्रुवम् ॥
मूढ ग्राहेणात्मनो यत्पीडया क्रयते तपः ।
परस्योत्सादनार्थं वा तत्ताम समुदाहृतम् ॥

તપ ત્રણ પ્રકારનું છે, છતાં ઉત્તમ પ્રીતિની શ્રદ્ધાવડે ફળની ઇચ્છા રહિત, એકાગ્ર મનવાળા મનુષ્યો જે તપશ્ચર્યા કરે છે તેને સાત્વિક તપશ્ચર્યા કહે છે.

સત્કાર આ બહુ સારો છે વગેરે માન-સામા ઉઠીને આદર-સત્કાર આપવો. પૂજા તથા ધનાદિનો લોભ, આ સર્વને માટે જે મનુષ્ય તપશ્ચર્યા કરે છે તે તપ આ લોકમાં રજોગુણી, ચળ અને ક્ષણિક કહેવાય છે.

અવિવેકથી થએલા દુરાગ્રહવડે પોતાનાં શરીરને તથા ઇંદ્રિયોને પીડા કરીને અથવા તો પરનો નાશ કરવા માટે જે તપ કરવામાં આવે છે તે તપ તમોગુણી કહેવાય છે.

૨ સંતોષઃ-ઇશ્વર ઇચ્છાથી જે પ્રાપ્ત થયું હોય તેમાં સંતોષ માનવો તે સંતોષનો અર્થ છે. આ જગતમાં કોઇ મનુષ્યની તૃષ્ણા શાન્ત થઇ નથી, અને થવાની પણ નથી. માટે સર્વ સ્થિતિમાં સંતોષ માની નીતિને માર્ગે નિર્વાહ કરવો. અનીતિનો ત્યાગ કરવો અને પ્રભુ પ્રીતિ અર્થે સત્કર્મો કર્યા કરવાં એ દરેક સજ્જનોનું કર્તવ્ય છે.

सन्तोषं परमास्थाय सुखार्थी संयतो भवेत् ॥

**सन्तोषमह्मं हिसुखं दुखमूह्मं विपर्ययः ॥**

"સુખાર્થી મનુષ્યે સંતોષ રાખીને નિયમમાં રહેવું. સંતોષ સુખનું મૂળ છે. અસંતોષ દુઃખનું કારણુ છે."

**असन्तोष पराभूढाः सन्तोष यान्ति पण्डिताः**
**अन्तोनास्ति पिपासायाः सन्तोषः परम सुखं ॥**

"મૂઢ મનુષ્યો અસંતોષ પરાપણુ થાય થાય છે પંડિતો સંતુષ્ટ રહે છે. તૃષ્ણાનો અંત નથી, સંતોસ પરમ સુખ છે."

૩ આસ્તિકતા—પરમાત્માના અસ્તિત્વનો પૂર્ણ શ્રદ્ધાથી સ્વીકાર કરવો તે આસ્તિકતા છે અને પરમાત્માના અસ્તિત્વમાં સંશય લાવી તેનો અસ્વીકાર કરવો કિંવા પરમાત્માને ના માનવો તે નાસ્તિકતા છે.

આ જગતની વિચિત્રવાળા દુનિયાનું ચરિત્ર અંતરમાં ઉંડી રીતે ઉતરવાથી, બુદ્ધિમાન સજ્જનોને પરમાત્માની પ્રતિતી થાય છે. શુદ્ધિ બુદ્ધિ સિવાય સદ્‌વિચાર સંભવતા નથી માટે મહાત્મા પુરુષોના સારા ગ્રંથોનું તથા આપણાં પવિત્ર શાસ્ત્રોનું શ્રદ્ધા ભક્તિ પૂર્વક શ્રવણ, મનન કરી પરમાત્મામાં પૂર્ણ વિશ્વાસ રાખી વર્તવું તે દરેક મનુષ્યનું કર્તવ્ય છે. પ્રભુના અસ્તિત્વમાં વિશ્વાસ રાખવાથી અનંત ફળ પ્રાપ્તિ અલ્પ સમયમાંજ થાય અને પ્રભુ કૃપા પ્રાત્ર થવાય છે.

૪ દાન—પોતાની શકિત મુજબ સાત્વિક દાન કરવું અને સુપાત્રને યોગ વખતે પોતાથી બનતી મન, વાણી અને કાયાથી મદદ

કરવી તે દરેક ધર્મશીલ મનુષ્યનો ધર્મ છે દુઃખી, ગરીબ, અનાથ લોકોને બનતી સર્વ પ્રકારે મદદ કરવાની તક ન ગુમાવવી જોઇએ એજ ઇષ્ટ છે. અપાત્રને કરેલું દાન વ્યર્થ જાય છે માટે સુપાત્રનેજ દાન કરવું જોઇએ મહાત્માઓ કહે છે કેઃ—

દોહરો

નારાયણ આ જગતમેં, યહ દોવસ્તુ સાર,
સબસેં મીઠો બોલવો, કરવો પર ઉપકાર.

તુલસી આ જુગ આયકે, કરલી જે દો કામ,
દેનેકુ ટુકડા ભલા, લેનેકુ હરનામ.

કબીરા કહે કે માલકુ, દો બાતાં શીખલે,
કર સાહેબકી બંદગી, ભુખેકુ કુચ્ચદે.

**॥ स्थिती मृत्यु मुखे चाहंक्षणमायुर्म मास्तिन ॥**

**॥ इतिमत्वादान धर्मौ यथेष्टै। तुसमाचरेत् ॥**

"હું મૃત્યુના મુખમાં રહ્યો છું મારૂં આયુષ્ય ક્ષણ માત્ર નથી, એમ માની યથેષ્ટદાન ધર્મ આચરવાં.

૫ ઇશ્વર પુંજન—પોતાના ઇષ્ટ દેવતાનું પરમ શ્રદ્ધા પૂર્વક ચંદન, પુષ્પ, ઇત્યાદિથી પૂજન કરવું, તેને ઇશ્વર પૂજન કહે છે. પવિત્ર અંતરથી પરોપકાર કરવો, સત્ય વદવું તે પણ ઉત્તમ પ્રકારનું ઇશ્વર પૂજન છે.

૬ સિદ્ધાન્ત વાકય શ્રવણ—શાસ્ત્રોનું શ્રદ્ધા ભકિત પૂર્વક શ્રવણ મનન અને નિદિધ્યાસન કરવું તે દરેકનું કર્તવ્ય છે.

૭ મતિ—અનેક પ્રકારે વૈભવો પ્રાપ્ત થયા છતાં સુખથી છલકાઇ ના જતાં બુદ્ધિ સ્થિર રાખી સત્કર્મોમાં અચળ, શ્રદ્ધા કાયમ રાખીસત્કર્મો કરી નીતિથી જીવન વ્યતિત કરવું તે મતિ કહેવાય છે શ્રદ્ધાથીજ મનુષ્ય વિજયવંત નીવડે છે. માટે દરેક મનુષ્યે શ્રદ્ધાનું પાલન કરવું ઘટે છે.

૮ લજ્જા—જે કાર્યથી જનસમાજમાંથી પોતાની પ્રતિષ્ઠા નાશ પામે, જે કાર્યથી આપણા ચારિત્રને દુષણ લાગે અને જે કાર્ય કરવાથી લોકોમાં આપણી નિંદા થાય તેવું કાર્ય કરતાં દરેક ઉત્તમ મનુષ્યે અચકાવું જોઇએ અને નિન્દીત કર્મોનો ત્યાગ કરી સત્કર્મમાં એકાગ્રહ મનથી પ્રયત્ન કરવો એજ ઇષ્ટ ફળવાન છે.

**हिमानहि पापंप्रद्वे ष्टितस्कश्रीर भिवर्धते ॥**
**हीर्हताबाधते धर्म्मधर्म्मो हन्तिहतः श्रियं ॥**

" લજ્જાવાન મનુષ્ય પાપનો ધ્વેશ કરે છે. તેની લક્ષ્મિની વૃદ્ધિ થાય છે. લજ્જાનો નાશ થયાથી ધર્મમાં હરકત ઉપજે છે, અન ધર્મની હાનિ થયાથી શ્રીનો નાશ થાય છે. "

૯ જપઃ- પ્રણવાદી મંત્રો તથા પોતાના ગુરુ તરફથી પ્રાપ્ત થએલા મંત્રોમાંથી કોઇ એકનો શ્રદ્ધા ભક્તિ પૂર્વક જપ કરવો તેને જપ કહેવામાં આવે છે. શ્રીમદ્ ભગવદ્ ગીતામાં શ્રીભગવાન કહે

છે કે "**યજ્ઞાનાં જપ યજ્ઞોઽસ્મિ**" સર્વ યજ્ઞોમાં જપયજ્ઞ તે હું છું, માટે દરેક મનુષ્યે બને તેટલો નિત્ય નિયમથી જપ કરવો જોઇએ.

૧૦ હોમઃ- ઇંદ્રિયોને અયોગ્ય વિષયોમાં જતી રોકવી અને તેને બ્રહ્મરૂપી અગ્નિમાં હોમવી તે ઉત્તમ પ્રકારનો હોમ શબ્દનો અર્થ છે.

ઉપર જણાવ્યા પ્રમાણે યમ અને નિયમનું પાલન કરી અંતરની અશુભવાસનાઓનો ક્ષય કરી, હૃદય શુદ્ધિ કરી ઇશ્વર આરાધનામાં પ્રવૃત્ત થવું જોઇએ. ઇશ્વર દર્શનની અભિલાષા રાખનાર મનુષ્યે ઇશ્વરની પ્રાપ્તિ અર્થે અન્ય પ્રયત્ન કરતા પૂર્વે યમ અને નિયમનુ પાલન કરનાની અગત્ય છે. યમ નિયમનું પાલન કર્યા સિવાયની કેવળ લુખી ભક્તિ ઇષ્ટ ફળવાન થઇ શકતી નથી, અને કરેલા સત્કર્મોનું ઇષ્ટ ફળ આપી શકતી નથી, માટે પ્રત્યેક મનુષ્યે યમ નિયમનું પાલન કરવા ભુલવું ના જોઇએ.

યમનિયમનું પાલન કરવાથી મનુષ્યને પરમાત્માનાં દર્શનની યોગ્યના પ્રાપ્ત થાય છે. પછી જે જે સત્કર્મ કરે છે તે તત્કાળ ફળવાન નીવડે છે. આજકાલ ઘણા મનુષ્યો સત્ક્રિયા તો કરે છે પરંતુ તેની પૂર્વે શું કરવું જોઇએ તે નહિ કરવાથી તેમને કરેલી સત્ક્રિયા સત્ય ફળ પ્રાપ્તિ કરાવનાર નીવડી શકતી નથી માટે જેમને ઇશ્વર દર્શનની જિજ્ઞાસા હોય તે પ્રત્યેક મનુષ્યે અન્ય સત્કર્મ કરતા પૂર્વે પ્રથમ આચાર વિચાર શુદ્ધિને અર્થેતથા હૃદયની પવિત્રતા કરવા માટે યમ અને નિયમનું પાલન કરી આગળ સત્કર્મ કરવું જોઇએ

અને પોતાના સત્કર્મ પ્રમાણે ફળ પ્રાપ્તિ કરી સ્થાયી આનંદ મેળવી સુખી થવું જોઇએ.

## ૧૦ પ્રભુ સ્મરણ વિષે

" પ્રભુ સ્મરણ વિષે કંઇક કહેશો ? " આત્માનંદે પ્રશ્ન કર્યો.

" આપણાં પવિત્ર શાસ્ત્રો પ્રભુ સ્કરણનું મ્હાત્મ્ય અનંત વર્ણવે છે. તેણા વર્ણનનો અંત નથી. દરેક મનુષ્યે શ્રીહરિનું પવિત્ર ચિંતવન કરવું જોઇએ. " મનુષ્ય જેવું અધિક ચિંત્વન કરે છે તેવો થાય છે " એસિદ્ધ નિયમ હોવાથી પ્રત્યેક મનુષ્યે પ્રયત્નથી ઇશ્વર ચિંત્વન અધિક થાય તેમ કરવું જોઇએ પ્રભુ સ્મરણથી અનેક ભક્ત જનો, ઋષિઓ અને મહાપુરુષો તરી ગયા છે. મહાત્માઓ કહે છે કેઃ—

દોહરો

સબ ધરતી કાગજ કરૂં, લેખન સબ વનરાય
સાત સમુદ્ર સાહી કરૂં, હરિગુણ લખ્યા ન જાય
જો યહ એક ન જાણીઆ, તો બહુ જાને કયા હોય
એ કૈ તે સબ હોત હૈ, સબ સોં એક ન હોય
જો યહ એ કૈ જાનીયા, તૈ જાન્યા સબજાન
જો યહ એક ન જાનીયા, તો સબહી જાન બી જાન

પ્રભુ સ્મરણરૂપી અમૃત સાગરમાં ડુબકી માર્યા સિવાય આ સંસાર સાગર તરવાની ઇચ્છા કરવી તે વેશ્યાએ સમી થવું જેમ અશક્ય છે તેટલુંજ કઠીન છે, માટે જે મનુષ્યને ઇશ્વર દર્શનની

અભિલાષા હોય અને જીવનનું સાફલ્ય કરી અમૂલ્ય માનવ અવતાર સફળ કરવાની મરજી હોય તથા અનેક દુર્ગુણો સામે સંગ્રામ કરી અનિતિ રૂપી ભયંકર સ્થાનમાંથી મુક્ત થઇ દૈવીગુણો પ્રાપ્ત કરી નિર્ભય થવાની મહેચ્છા હોય તો પ્રથમ ઇશ્વરનું મંગળ મય પવિત્ર નામસ્મરણ પ્રેમથી કરવું એજ ઇષ્ટ છે. સત્યજ છે કેઃ-

દોહરો

સમરન બુટી પ્રેમકી, હીરદે માંહી નીચોવ
કાયા કંચન હોત હય, ઉસ બુટી કે જોર
જબહી નામ હ્રદય ધરા, ભયો પાપકો નાશ
માનો ચીનગી આગકી, પડી પુરાની ઘાસ
નામલીયાજીને સબલીયા, સકલ શાસ્ત્રકા ભેદ
બીના નામ નરકે ગયે, પઢપઢ ચારો વેદ
નીસરણી નિજ નામકી, ધર્મ ગગન બીચ એક
રામ નામકી ટેકસેં, ચઢ ગયે સંત અનેક
નામ સમો વર કોઇ નહિ, તપ તીરથ વ્રત જોગ
નામે પાતકી છાંડીયે, નામે નાશે રોગ
પઢનેકી હદ સમજ હૈ, સમજણકી હદ જ્ઞાન
જ્ઞાનકી હદ હરિ નામ હૈ, યહ સિદ્ધાંત ઉર આન.

પ્રભુ સ્મરણના બળથી અપણા હ્રદયની અશુભ આસુરી વૃત્તિ-ઓનો ક્ષય થઇ જાય છે અને ઇશ્વર કૃપા સહેલાઇથી પ્રાપ્ત કરી શકાય છે. માટે પ્રથમ ઇશ્વર સ્મરણનો પવિત્ર આશ્રય પ્રાપ્ત કરી

અંતર શુદ્ધિ કરી પવિત્રપણે જિંદગી વ્યતિત કરવાથી અવસ્ય મનુષ્ય આ સંસારમાંજ પોતાનું જીવન દૈવિ સંપતિ વાળુ બનાવી પ્રભુનો કૃપા પાત્ર થઇ અન્તે પ્રભુ દર્શનનો લાવો લઇ કૃતાર્થ થાય છે.

" આટલું ગુરૂજી બોલ્યા..............
હરે રામ, હરે રામ રામ રામ હરે હરે
હરે કૃષ્ણ, હરે કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ હરે હરે

ગુરુજી ઇશ્વર ચિન્તવન કરી રહ્યા પછી સમાધિમાં લીન થયા તેમજ આત્માનંદ તથા રામાનંદ પણ પ્રભુ સ્મરણ કરી નિદ્રાધીન થયા. અસ્તુ, અસ્તુ ૐ અસ્તુ

**सर्वेऽत्र सुखिनः सातु सर्वे सन्तु निरामया ।**

**सर्वे भद्राणि पश्यन्तु माकश्चिद् दुख मानुयात ॥**

આ જગતમાં સર્વ પ્રાણિઓ સુખી થાઓ સર્વ પ્રાણિઓ નિર્વિકાર થાઓ, સર્વ કલ્યાણને જુઓ અને કોઇને પણ દુઃખ થાઓ નહિ.



# વૈષ્ણવ ભાઈઓને

રે શું સમજ્યો વૈષ્ણવ થઇ, અવિદ્યા જો અળગી નવ થઇ  ટેક.
જ્ઞાન વિરાગ ગમે નાહે ગાતાં, રાસ  કથાના રસીઆ.
કામ ક્રોધ મદ લોભ ગર્વ છળ, અંતરથી નવ  ખસીઆ રે શું.
તન, મન, ધન,  દારા' ઘર તારૂ, બ્રહ્મ  સમર્પણ કીધું
પાપ કર્મ તો પામર  જીવડે,  પોતે  માથે લીધું.  રે શું.
લેંગ તજે પણ હરામ ન તજે, નિરખે કોઇ પર નારી
લસન તજે પણ લાંચ ખાય છે, ન તજે ચોરી જારી  રે શું.
જરને લોભે જુઠા સોગન, ખાતાં  પણ નથી બીતાતા.
જુઠી સાક્ષી જાય પુરવા, ઝટ ઉપાડે ગીતા  રે શું. ૪
છાપ તીલક તાણીને અંગે,  મંડળીઓમાં  મહાલે
ગુપ્ત વાત અંતરમાં રાખી, ઘણાકનાં ઘર ઘાલે.  રે ૫
એકાદસીનુ વ્રત આચરે, ફરાર સારૂ ફાકે
ઉપર ચોખા અંતર મેલા, પરધન હરવા તાકે  રે ૬
એક પ્રભુને ઉરમાં ધારી,  પરમારથ  આચરવું
નિતીના માર્ગ ઝાલીને, ભાળી  ડગલું ભરવું.  રે ૭
એમ વિચારી જે જન ચાલે, ધર્મ તેહનો સાચો
કહે છોટમ પરપંચી મારગ,  જાણો સર્વ કાચો.  રે ૮